# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુજન...)

[ ભાગ – ૬ ]

સુલતાન સિંહ 'જીવન'

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો છઠ્ઠો ભાગ નવેમ્બર ૨૦૧૬ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. કૃતિના બધાજ અધિકાર લેખકના આધીન છે. ]

તણખલા (કાવ્યસંગ્રહ) ભાગ – ૬

લેખક – સુલતાન સિંહ ‘જીવન’
મહેસાણા – ૩૮૪૦૦૨
ઈ-મેઈલ : raosultansingh@gmail.com
મોબાઈલ : +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
વેબપેજ : http://vichaarvrund.wordpress.com



Published On : જાન્યુવારી – ૨૦૧૭

Price – free
[ Online or PDF ]

Publisher :- Sultan Singh
Self Published
45/B, Bamosana nagar,
Mehsana – 384002

Online Published On :-
Sultan Singh ‘Jivan’
Pratilipi Team
[ gujrati.pratilipi.com]

Book Disign Work :- Self

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈક ને કઈક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

# ૨૫૧. સાલ મુબારક...

નવા વર્ષે નવું સુકાન મુબારક,
આખે આખું નવું વર્ષ મુબારક,

જુના વર્ષની ભુલાવી કડવાશ,
મીઠાઈઓની મીઠાસ મુબારક,

અનંત ખુશી વેરાય જીવનમાં,
આશાઓની આ ધાર મુબારક,

આજે તો એકાંતમાં હસને ઘડી,
પછી તને તારા, હાલ મુબારક,

ફટાકડા, ફૂલજડીને આ દીવડા
ઉજ્જવળ આ પ્રકાશ મુબારક,

નવા દિવસોની રીત ભાતોમાં,
અંતરમનનો ઉછરંગ મુબારક,

સમયની સાથે ભૂલતા લોકોને,
ફરી નવીન એક સાલ મુબારક,

આજ 'જીવન' મિલાવ આ હાથ,
મારાવતીનું આ સાલ મુબારક,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨;૨૭, ૩૧ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૫૨. વહી જાય છે આંસુ

આંખોથી સરકતા રહીં જાય છે આંસુ,
દિલમાં પછી ડામ દઇ જાય છે આંસુ,

ક્યાં શુકુન મળે એકાંતમાં રડવાથી,
કટાર બનીને ભોકાઇ જાય છે આંસુ,

વેદનાનાં જામ છલકાવે છે ક્યારેક,
ખુશીમા પણ ઉભરાઇ જાય છે આંસુ,

ક્યા કોઈકની યાદમાં જ વહેતા રહે,
ભૂલવાની વાતે ટપકી જાય છે આંસુ,

વ્યથાઓ ઓછી હોય છે પારકાઓની,
પોતાના જ અહિં આપી જાય છે આંસુ,

દુ:ખ હોય ત્યારે આવે ભલે આંખોથી,
વ્યથાને ઓસરાવી ને જાય છે આંસુ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૫:૨૪ સાંજે, ૨ નવેમ્બર ૨૦૧૬ )

[**Note -** કાવ્યગોષ્ઠી નવેમ્બર ૨૦૧૬નાં શબ્દસર્જન માટે લખેલ રચના]

# ૨૫૩. હવે આગી ના જા...

રોજ મને મળવા બોલાવીને આમ ભાગી ના જા,
આવી છે સાચેજ તું મળવા, તો હવે આગી ના જા,

ભલે આવી ગઇ પાનખર બની ને મારા જીવનમાં,
શુષ્ક લાગણીઓમાં બનીને આગ તું લાગી ના જા,

હવે નથી કઈ પણ ખાસ તારા વગરનાં જીવનમાં,
જેટલી પણ વધેલી યાદો છે, પાછી માંગી ના જા,

ઓચિંતા આ પલ મળી છે જીવવાની તારા સપને,
થઈ હશે સવાર એવું સમજી, વહેલા જાગી ના જા,

ભલેને નથીજ કર્યો મારા પ્રેમનો ક્યારેય સ્વીકાર,
બદનામ આશિક સમજી લાગણીઓ ત્યાગી ના જા,

ભલે ના તારા પ્રેમમાં મારા માટે ફૂલોની નરમાશ,
પણ, સાવ નફરતના કંટક બનીને તુ વાગી ના જા,

રહેજે આમજ લપાઈ બાહોમાં ભલે હોય સપનામાં,
આંખો ભલે ખુલે, કલ્પનાઓમાય તુ આગી ના જા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૧૨ રાત્રે, ૩ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૫૪. એ ઢળતી સાંજે બેસીને...

એ ઢળતી સાંજે બેસીને,
કોઇક કલ્પનાની દુનિયા સાવ ઓચિંતા જ,
આંખો સામે ઉદભવી જતી હતી,
મારા વગડા જેવા સુન્ન જીવનમાં,
એકાંતના વેરાન રણમાં પણ,
જાણે ભીનાશ પથરાઈ જતી હતી...

એ ઢળતી સાંજે બેસીને,
એ મુખાકૃતિ દિલના ઊંડાણમાંથી ઓચિંતા જ,
આંખોની સામે આવીને બેસી જતી હતી,
એકાંતમાં વાગોળાતા એ વિચારોમાં,
હાથ પકડી મારી સાથે ચાલવાના વાયદા,
સથવારો બનીને જાણે આવતી હતી...

એ ઢળતી સાંજે બેસીને,
અમસ્થા સાવ સાથે બેસી રહીં હતી એ,
કહ્યુ હતુ હોઠો પર ભીનાશ પાથરી ઓચિંતા જ,
તારી બાહોમાં વીંટળાઈ જવા દે મને,
એનાં હોઠ અને ગાલ પર હળવેકથી,
ચૂમી લેવા માટે મને બોલાવતી હતી,

એ ઢળતી સાંજે બેસીને,
મારી નાભીનાં કિનારા પર સહેજ,
આછું ચુંબન મૂકજે ને, પછી સહેજ,
સરકતો હાથ કમર પરથી સરકાવી,
મને બસ ચુંમ્યા કરજે એમ કહીને,
બંને હાથ ફેલાવી મને બોલાવતી હતી...

એ ઢળતી સાંજે બેસીને,

કોઈ કલ્પનાની દુનિયા ઉદભવીને ફરી,
એજ કલ્પનમાં પલટવાર જાણે,
અંધારી સાંજમાં ઓગળી જતી હતી...
એ ઢળતી સાંજે બેસીને...
ઢળતી કલ્પનાની દુનિયા ઓચિંતા જ જોઇ હતી...

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૬ રાત્રે, ૩ ઓક્ટોબર ૨૦૧૬ )

## ૨૫૫. તું આવીશ ને...??

તું આવીશ ને ક્યારેક, તો આવજે,
કયારેક યાદો સાથે જરૂરથી લાવજે,
મારા માટે, અને મને જ મળવા,
એક સાથી અને પ્રેયસીના સ્વરૂપે,
ફક્ત મને મળવા બસ તું આવજે,
તું આવીશ ને....??

ઓચિંતો ઉદગાર જરાય ન કરતી,
મળવામાં વિચાર જરાય ન કરતી,
મારા સપનામાં રોજેરોજ આવીને,
ફરી જાય તો છે દુર પણ કોઈ હાલ,
અન્ય સ્વરૂપે પણ પ્રીત કાજે આવજે,
તું આવીશ ને....??

એક મીઠી હાસ્યની હેલી લઈ આવજે,
ગુલાબ તું હાથમાં એકાદ લઈ આવજે,
જરીક નમીને ઘૂંટણીયે બેસી જજેને તું,
અને પછી ગુલાબ ધરી દેજે મારી સામે ,
પાછી તુજ દિલની લાગણી સંભળાવજે,
તું આવીશ ને....??

ભલે ને દિલમાં પ્રેમ અપાર ન હોય,
મને ચાહવાનો પણ વિચાર ન હોય,
પણ મારા શુષ્ક હોઠો પર તારા હોઠની,
હળવી ભીનાસ તો જરૂરથી ફેલાવજે,
મને તારી બાહોમાં જકડી રાખજે ને,
તું આવીશ ને....



કદાચ નીચે બેસતા કાંકરાય વાગશે,
હોઠોને ચુંમતા કેટલાય વિચાર લાગશે,
પણ મારી લાગણી, મારા સપનાઓ,
અને આપણાં આ અજાણ્યા સંબંધોનું,
સ્વમાન અને માન રાખવા પણ લાવજે,
તું આવીશ ને....

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૨ રાત્રે, ૨૭ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૫૬. ખોટો રૂપિયો...

જગતમાં સૌથી મોટો રૂપિયો,
છતાં ક્યારેક છે ખોટો રૂપિયો,

વનવગડામાં જીવન જીવતાં,
મોહનો મોઘો તાજ છે રૂપિયો,

જગાડે, રમાડેને એજ ભગાડે,
માયાનો ભરમાર છે રૂપિયો,

જ્યારે બે ટંકની ભુખ જગાડે,
ત્યારે તો ભગવાન છે રૂપિયો,

કોઈ દુ:ખોના વાવડે ફસાતૂ,
ક્યાંક અપરંપાર છે રૂપિયો,

સામાન્ય રહે છે અમીર માટે ,
ગરીબનો આધાર છે રૂપિયો,

~સુલતાન સિંહ 'જીવન'
( ૬:૩૫, ૩૧ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૫૭. વિવાદ થાય છે...

રોજે રોજની આ વાતચીતમાં,
કેવા વિચિત્ર જોને વિવાદ થાય છે,

વાસ્તવિકતા નથી બસ આતો,
વોટ્સએપમાં ક્રિયાકલાપ થાય છે,

શરૂઆતને અંત કે વિરામ પણ,
મુખચિત્ર જોઇને શરૂઆત થાય છે,

વિચાર વિમર્શ અને પ્રતિઉત્તરો,
વિચારો એમા તો સાક્ષાત થાય છે,

ક્યારેક વિકારની લાગણી અને,
પરિણામ એમાજ અવિકાર થાય છે,

પ્રથમ ચરણમાં જ્યા હોય છે ના,
વિચારમંથન પછી ત્યાં હા થાય છે,

લડતાને ઝઘડતા રહેતાં પહેલા,
મળવાના ઓરતા વારંવાર થાય છે.

રોજ રોજની આ વાત ચીતમાં,
વિવાદોમાં શૂન્યતાના સાર થાય છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૨:૩૩, ૨૭ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૫૮. આકૃતિ હું શ્યામની..

કલમ ચાલી રહી છે વિચારોની,
સંગાથે...સંગાથે...
મનમાં અને નયનમાં દિલનો ઉમંગ
ઉછળી ઉછળીને બહાર આવવા મથતો..
સ્વપ્નની વહેતી નહેરની એક તરફ પ્રેમ
અને બીજી તરફ મીઠી મુંઝવણ...
જવાબ શું આપું શ્યામને..
આકૃતિઓ હજી પણ છે અસ્પષ્ટ...
દિલનો અવાજ શું સાંભળી શક્શે આ સમાજ ?
પ્રિતના નીર વહેશે?
દિશા મળશે કે દશા બગડશે?
નથી સમજાતો જે પ્રેમ એ શું,
તુ સમજી શકીશ શ્યામ ?
જે આકૃતિમાં છે એ તું જ છે
કે તારા થકી જ આ આકૃતિ ?
અને એનાં વગર ની અધૂરપ,
વ્યથા અને એકલતા,
આધાર છે હવે મારા જીવનનો,
આકૃતિ ભલે હું રહીં તારી,
વૃંદાવન છે જો મારુ આ જીવન,
તો શ્યામ છે તું એમા મારો,

~ સુલતાન સિંહ 'જીવન'
( રેનોવેટેડ - ૪ નવેમ્બર, ૨૦૧૬ )

# ૨૫૯. ભગવાન થઈ ગયો...

ચંદ્રનો પ્રકાશ પણ હવે અહિં સાક્ષાત થઈ ગયો,
આભમા દિવસભર સુર્ય, રાત્રે બાકાત થઈ ગયો,

અજર અમર સત્યતા કઈ પણ નથી હવે સંસારે,
ગીતાના શ્લોકમાં નશ્વરતાનો વિશ્વાસ થઈ ગયો,

પહેલા પિતા ગણાતો સહસ્ત્રમ પુત્રનો ધ્રુતરાષ્ટ્ર,
મોહમાં ફસાઈને દુર્યોધનનો હવે દાસ થઈ ગયો,

મહારથીઓ સામે બાથ ભીડી શકનાર ગંગાપુત્ર,
પ્રતિજ્ઞા ખાતર હવે કૌરવોનો ગુલામ થઈ ગયો,

વેર વૃત્તિમાં અંધ બનેલા કપટી શકુનીનાં કારણે,
કૃરૂક્ષેત્રે આખા કૌરવ કુળનો સર્વનાશ થઈ ગયો,

પ્રેમતત્વનું કદાચ જ મહત્વ ગણાતું હોય સંસારે,
લોકોને ટાઈમપાસ સંબંધોમાં વિશ્વાસ થઈ ગયો,

પહેલા ફક્ત બ્રહ્મા પોતે કરતા સૃષ્ટિના નિર્ણયો,
માણસ પણ પોતેજ હવેતો ભગવાન થઈ ગયો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૫:૫૭ સાંજે, ૪ નવેમ્બર ૨૦૧૬ )

# ૨૬૦. મારુ મહેસાણા હવે મોટુ થતુ જાય છે...

ક્યાંક આમજ નાનકડું ગામ બંધાય છે,
અને સમય જતા તે શહેરમાં ફેરવાય છે,
જ્યા નગરપાલિકાનો વિસ્તાર હતો પહેલા,
મહાનગર પાલિકામાં હવે બધુ ફેરવાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

જુના અને તૂટેલા રસ્તાઓ હવે સંધાય છે,
ચોકડીથી ચોકડી સુધી મારગો બંધાય છે,
રાધનપુર, મોઢેરા, અને પાલાવાસણાએ,
નીત નવી પોલીસની ચોકીઓ બંધાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

જુના પુરાણા મકાનો ગાયબ થાય છે,
નીત નવાજ બંગલા હવે તો દેખાય છે,
નવીન ઇમારતો રોજે રોજ સંધાય છે,
જ્યારે પ્રાચિન વિરાસતો વિસરાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

પહેલા સમસાન હતુ જૂનું અને પુરાણું,
હવે ત્યાં આધુનિક મુક્તિધામ દેખાય છે,
ને જ્યા ભૂતકાળમાં અદભુત વાવ હતી,
હવે કચરાના ઢગલા જ ત્યાં ખડકાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

ક્યારેક અહિં સામાન્ય ડેપો માત્ર હતો,
હવે એરપોર્ટ જેવું સ્ટેશન શરૂ થાય છે,
બસ માટે પડાપડી કરતા જોયા હતા,
હવે બસની કતારો જામતી દેખાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

કોર્ટ રોડને રાજમહેલ રોડ કહેવાય છે,
એટલે ગાયકવાડ મહેલ ઓળખાય છે,
કેટલાય દફતર એક મકાનમાં જ હતા,
દફતરોની અલગતા હવે જળવાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

બાર ગામની બોલીઓ ભલે ભૂલાય,
મહેસાણી આખા જગમાં પરખાય છે,
સંતોષના દાળવડા જ વખણાતાં પેલા,
કિશન દાબેલી હવે જાણીતી થાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

જ્યા અલ્ટોને મારુતિ ૮૦૦ ફરતી હતી,
હવે **BMW** અને વોલ્વો ફરતી દેખાય છે,
પહેલા માંડ ડેરીનું દૂધ મળી શકતું હતુ,
હવે ૨૪ કલાક દૂધ ઘેર આવી જાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

ક્યારેક હતુ શહેર મહેસાણા વાસીઓનું,
હવે કોઈના બાપની જાગીર ગણાય છે,
ક્યારેક શાંતિનું પ્રતીક હતુ મારુ શહેર,
હવેતો તોફાનોનું મુળ કેન્દ્ર ગણાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

જ્યા ગૃહમંત્રી ગણાતા સમ્માનીય જન,
એમનાં ઘરે પણ હવે આગ ચંપાય છે,
પહેલા સલામતી હતી રાત્રે પણ રસ્તે,
હવે ધોળા દિવસે પણ એસિડ ફેંકાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

પહેલા અહિં માત્ર કાચા રસ્તાઓ હોતા,
હવે વર્ક ઇન પ્રોગ્રેસ હંમેશ દેખાય છે,
જ્યા મોલ નામે કૌતુક હતુ લોકોમાં,

હવે શહેરમાં મોલ હવે રોજ બંધાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

વસ્તીના વ્યાપ સાથે કામ ભલે વધે,
તંત્ર કદાચ મંદબુદ્ધિનું બનતું જાય છે,
પહેલા તો પાસ થાય છે ટેન્ડર રોડનાં,
પછી ત્યાંજ ગટર લાઈનો ખોદાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

પૈસાદાર દાન કરતા સૌવાર વિચારે,
અહિં ભિખારી સોનુ દાન કરી જાય છે,
રાજનીતિમાં ઓછો હતો ને દબદબો,
હવે પ્રધાનમંત્રી પોતે અહીંના જાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

રબારી લોકોના ઘરે જ શોભતી ગાયો,
હવે ઠેરઠેર રસ્તે એ રખડતી દેખાય છે,
માણસ બનતો જાય છે અહિં વિકસિત,
ઢોરો બિચારા ગરીબીમાં ધકેલાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

તોરણવાળી માતને આશિર્વાદે હવે તો,
૬૫૯મો સ્થાપના દિન પણ ઉજવાય છે,
અવકાશયાત્રી પણ થયા છે મહેસાણાના,
cm અને hm, હવે dy Cm પણ નીમાય છે,
મારુ મહેસાણા હવે... ... ...

મારુ મહેસાણા હવે... ... ...

**~ સુલતાન સિંહ 'જીવન'**
**( half post on - ૭ નવેમ્બર ૨૦૧૬ )**

આ કવિતા હજુ લાંબી હોઇ શકે છે. અત્યારે અધૂરી જ લખાઈ છે. છતાં મુકી રહ્યો છું...

# ૨૬૧. ન કર વાત...

વાતો જ ન કરીશ તુ અભિમાનની,
પરવા કર તુ તારા સ્વાભીમાનની,

એક રસ્તે મળે ભલે ધિક્કાર સદા,
બીજે રસ્તે વાત થશે સમ્માનની,

કરીશ નહીં તુ હવે કોઈ એવાં કર્મ,
જેથી થશે વાત તારા અપમાનની,

નથી ખબર હવે કોણ બોલાવે છે,
કરશે વાત પછી આવી ફરમાનની,

કોઈ કહેને, ખોટું લાગે તો પણ ઠીક,
વાત છે આ માત્ર તારા સ્વમાનની,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૩૪ રાત્રે, ૦૭/૧૧/૧૬ )

# ૨૬૨. સંબંધોનો સાર

આપણાં સંબંધના ઇતિહાસનો આ સાર છે, **
ભુલ નથી આ ખુદાની, કર્મનો જ પલટવાર છે,

વિચાર્યા કરતો હતો, આ લોઇ ક્યાંથી વહે છે,
સહારા માટે એણે આપેલા હાથમાં તલવાર છે,

નથી આ માત્ર પરસેવાના જ સરતા ટીપાંઓ,
તારી આંખે વહેતા યાદોના આંસુઓ અપાર છે,

હવે જરુર નથી તારે કટારની ઘાયલ કરવા,
તારી નજરો પણ, ક્યાં હવે ઓછી ધારદાર છે,

કદાચ હશે આ કોઈ ચોકીનો ઇન્સપેક્ટર ખુદા,
આજની પ્રજા સામે બિચારો હવે હવલદાર છે,

ધન, દોલતમાં પણ કોઇક પાસે તો કાઈ નથી,
ક્યાંક એવાં છે ઢગ કે સામે તો ખુદા નાદાર છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૧ રાત્રે, ૦૯/૧૧/૧૬ )

# ૨૬૩. ઇઝહાર

હદ થઈ છે હવે તો સાવ કમાલ થઈ ગયો,
ઘરના કહે છે બયરાનો ગુલામ થઈ ગયો,

ખળખળ વહેતી ખેતરની ક્યારી અવિરત,
ઘાસ સાથે પણ સબંધોનો હકાર થઈ ગયો,

રોજ રહેતી હતી પાણીની ધાર સાવ મૂંગી,
કાંકરાના અવાજે પ્રેમનો ઇઝહાર થઈ ગયો,

ઓચિંતા જ વહેતી રહી નહેર વારસો વરસ,
ક્યારીઓમાં વહેણનો હવે આકાર થઈ ગયો,

પહેલા સાવ અમસ્તુ ઝરણું જ હતુ ને સ્નેહનું,
જોને હવેતો નદીના જેવો વિસ્તાર થઈ ગયો,

પહેલા હતા એના વહેવાના ચોક્કસ આકારો,
એનો પ્રવાહ પણ હવે તો નિરાકાર થઈ ગયો,

~સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૧૬ સવારે, ૧૦/૧૧/૧૬ )

# ૨૬૪. મોટી નોટોની વ્યથા...

નાની આ નોટો પણ આજે બધુ જોતી હતી,
કેમ આખર આ મોટી નોટો આમ રોતી હતી,

ક્યારેક જેનું હજાર અને પાંચસો માન હતુ,
આજ એ પણ પોતાની કિંમતો ખોતી હતી,

બદલાવું તો એને પણ હતુજ નક્કર સમયે,
એ પણ આ બદલાવની જ રાહ જોતી હતી,

કેટલાય લોકોને મોહમાં આંધળા બનાવી,
આખર એ પણ ક્યાં ખુલી શ્વાસ લેતી હતી,

ફરતી થઈ ગઇ છે આજ લોકોના હાથોમાં,
બિચારી તિજોરીના ખાના જ જોતી હતી,

લે આખર દયા કેમ ન આવે એનેય આમ,
ગરીબની વ્યથાઓ પર તો એય રોતી હતી,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૨૯ બપોર, ૧૩/૧૧/૨૦૧૬ )

# ૨૬૫. કમાલ થઈ ગઇ...

ગરીબની હાલત જોને કમાલ થઈ ગઇ,
માલકિન હતી એ આજે હમાલ થઈ ગઇ,

રાત્રે સુતા રહ્યાં ઘસઘસાટ એ ગરીબો,
અમીર લોકોની જ ઉંઘ હરામ થઈ ગઇ,

ધમધમતા રહેતાં એ મોટા મોંઘા મોલ,
એજ પૈસાદાર પ્રજા સુમસામ થઈ ગઈ,

પહેલા પૈસા હોવાં છતાં રોતી હતી પ્રજા,
એ હવે પૈસા બદલવા દલાલ થઈ ગઇ,

કર્મચારી બિચારા પગાર વધારે રોતા,
મોટી નોટોમાં એ હવે હલાલ થઈ ગઈ,

જ્યા કતારો ભાગ્યે જ પૈસા ભરનારની,
આજે ભરવા માટે પણ બબાલ થઈ ગઈ,

પૈસાની કિંમતો ગરીબો ને લલચાવતી,
આજતો ખુશીની એમા કમાલ થઈ ગઇ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૪:૨૯ બપોર, ૧૩/૧૧/૨૦૧૬ )

# ૨૬૬. નથી મળતી

ક્યારેક સપના જેવી વાસ્તવિકતા,
અને ક્યારેક યથા તથ્ય સત,
પ્રેમ અંગેની હવે તો,
ક્યાંય સાચી રજુઆત નથી મળતી,

જઇ જઇને વારંવાર શોધું છું,
છતાંય વિખરાઈ પડેલી એ બુંદોમાં,
પાણી છે વરસાદનું તો,
ક્યાંય એની શરૂઆત નથી મળતી,

ક્યાંક કસ્તિ ડૂબી જાય છે, મઝધારે,
ક્યાંક તરાવી લેવા નાવડી, ઊંડી
ખળખળ વહેતાં પાણીની,
ક્યાંય નક્કર સાચી વાત નથી મળતી,

રહી જાય એક દિવસ તો એ પણ,
આ દિલના કોઇક ખૂણે પ્રેમના બદલે,
રોકાઈ જાય એ દિલમાં,
એવી કોઈ પણ ભાડુઆત નથી મળતી

કહે તો છે લોકો પ્રેમમાં નફો નથી,
કોણે લખી રાખ્યા છે એનાં રોજમેળ,
ખોટું જ હોય બધુ તો પણ,
ક્યાંય લિખિત ફરીયાદ નથી મળતી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૨૪ રાત્રે, ૧૦/૦૯/૧૬ )

# ૨૬૭. અલા મમ્મી જો ને...

અલા મમ્મી જો ને મે કંઇક લખ્યું છે...

કાગળ લઇને, કલમ લઇને,
બુકમાંતો ખાસ્સું એવું ચીતર્યું છે,
મારી લાગણી, ભાવના તો જોને,
પત્તાઓમા શબ્દે શબ્દે નીતર્યું છે,

અલા મમ્મી જો ને મે કંઇક લખ્યું છે...

આડા અવળા શબ્દો માંડ્યા છે,
કેટલાય માત્રાને હ્રસ્વઇઓ છે,
ક્યાંક ઉપમાઓ, ક્યાંક નિરૂપણ,
શણગારમા જ આ રૂપ નીતર્યું છે,

અલા મમ્મી જો ને મે કંઇક લખ્યું છે...

પેલા પ્રેમમાં લખતા શીખ્યો હતો,
હવે વહેમમાં શીખવા માંગુ છું,
પેલા એનો સાક્ષાતકાર થતો હતો,
હવે યાદોમાં પણ રૂપ નીખર્યું છે,

અલા મમ્મી જો ને મે કંઇક લખ્યું છે...

ગદ્ય અને પદ્ય મિલાવીને આજ,
કેટલીયે ઉપમાઓ ભેગી કરીને,
શબ્દોને શબ્દ સાથે જોડી જોડી,
હવે સાહિત્ય જગતમાં વિખર્યું છે,

અલા મમ્મી જો ને મે કંઇક લખ્યું છે...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૫૮ બપોર, ૧૬/૧૧/૨૦૧૬ )

# ૨૬૮. નિ:શબ્દ

નિ:શબ્દ રહીને પણ સતત પણે ગાવું જ છે મારે,
વાસ્તવિક ભલે નહીં સપનામાં આવુ જ છે મારે,

ક્યાંક લઈ જઈશ સાથે તને પણ હવે સંસારે
પણ છેવટનું તો જવું એકલા પડવાનું જ છે મારે,

ક્યાં સુધી તને કહીશ તું એકલી છે જીવનમાં,
બીજા સાથે પણ નિભાવવાના સબંધો જ છે મારે,

નહીં કહું તને કે એકલી જ બનીને રહે વફાદાર,
છેવટનું તો વફાદાર પણ સાથે બનવું જ છે મારે,

ભલેને શબ્દો ઓછા પડતા મારી લાગણી માટે,
પણ 'જીવન' પ્રેમ બની હવે જીવી જવું જ છે મારે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૩:૫૫ બપોર, ૧૭/૧૧/૨૦૧૬ )

# ૨૬૯. હારીને બેઠો છું...

જીવનથી હવે તો હારીને બેઠો છું,
દુઃખના વિચારો મારીને બેઠો છું,

ભલે કોઈ નથી રહ્યુ મારી સાથે,
એકલો જ છું,એ ધારીને બેઠો છું,

ક્યારેક હોઈશ તારી યાદોમાં હું,
હવે એટલું જ વિચારીને બેઠો છું,

ભગવાન ભલે નથી દુનીયામાં,
પાણામાં શિલ્પ મઠારીને બેઠો છું,

આવે તો છે આજ પણ વરસાદ,
હવે મુલાકાતો ભુલાવીને બેઠો છું,

મન તો થાય છે મને રડી લઉં,
દુઃખોને દિલમાં છુપાવીને બેઠો છું,

~સુલતાન સિંહ 'જીવન'
( ૭:૫૨ રાત્રે, ૧૮/૧૧/૨૦૧૬ )

# ૨૭૦. લઇને બેઠો છું...

પાછી ફરશે કોઇ દીવસ દિલમાં પ્રેમની સુગંધ ભરી,
આશા છે એટલે જ હાથમાં ગુલાબ લઈને બેઠો છું,

કહે છે દિલ તોડ્યું છે એનું પથ્થર મારીને ઓચિંતા,
પથ્થર ભલેને મારે, કાચના મકાન લઇને બેઠો છું,

ચાંદની આજે તો દુર ભાગ્યા જ કરતી હોય ભલેને,
પથરાઇ જશે રેત પર, ખુલ્લું મેદાન લઇને બેઠો છું,

પછડાવાના જ મોઝાઓ તો યાદોના પથ્થરો પર,
લાગણીઓની, જો હું લાંબી કિનાર લઇને બેઠો છું,

આત્મવિશ્વાસ ડગાવવા ભલે લાખ કોશિશો થાય,
લડી લેવા માટે શાસ્ત્રો હુંય ધારદાર લઇને બેઠો છું,

ક્યારેક એને પણ ઝુકવૂ તો પડશે જ ને કા'ના અહિં,
વિશ્વાસ તારામાં જ, હુ પણ અપાર લઇને બેઠો છું,

( નોટ - કા'ના શબ્દ કૃષ્ણ માટે વાપરેલો છે... )

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૦૮ રાત્રે, ૧૯/૧૧/૨૦૧૬ )

# ૨૭૧. વાત અલગ છે...

કિંમતો અને મૂલ્યોની વાત અલગ છે,
આંસુ અને હરખની સોગાત અલગ છે,

ક્યારેક ભુલાઈ જાય છે પ્રેમ અચાનક,
ઓચિંતો નફરતનો ચિતાર અલગ છે,

નકાર તો સમજાય જ છે પ્રેમના નામે,
આ સંબંધોનાં નામે સ્વીકાર અલગ છે,

વાસ્તવિકતા ભલે ને ઓછી પ્રિય લાગે,
સપનાની દુનિયાનો આકાર અલગ છે,

મજબૂરીમાં નિભાવવા પાડતા સંબંધો,
ખુશીઓમાં એના પણ પ્રકાર અલગ છે,

અવિચારીને ઉઠાવેલા પગલાં યાદ છે,
પરિણામ સ્વરૂપના વિચાર અલગ છે,

ઇશ્વર, અલ્લાહ, જીજસ અને વાહેગુરૂજી,
પરમાત્માનાય અહિં પ્રચાર અલગ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૫૬ રાત્રે, ૧૯/૧૧/૨૦૧૬ )

## ૨૭૨. એક વાત છે...

વાતો, યાદો અને મુલાકાતોની વાત છે,
વિસરાયેલા સમયના બાદની વાત છે,

સફર, રસ્તો અને સાથે ચાલવાની ટેવ,
પોતપોતાના આતો સ્વીકારની વાત છે,

જો આજે પણ અડધા સંસારે દિવસ છે,
અને મારા અંદર માત્ર રાતની વાત છે,

કોઇક સમજી શકે પ્રેમ, કોઇ પછતાય છે,
અણસમજુના એતો અહંકારની વાત છે,

કોઇક તો હતું યાદ કરનારું પણ સંસારે,
તૂટીને કોઈને વારંવાર ચહ્યાની વાત છે,

મંદીર, મસ્જિદ, ગુરુદ્વારા અને આ ચર્ચ,
બધી પોત પોતાના વિશ્વાસની વાત છે,

બેવફાઈ કહેવાય અને મજબૂરીઓ પણ,
દિલમાં આ પ્રેમના ઓડકારની વાત છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૩ સવાર, ૧૯/૧૧/૨૦૧૬ )

## ૨૭૩. સ્વીકાર કેમ કરીશ...?

આયખા વીત્યા એનો તું હિસાબ કેમ કરીશ..?
સપનામાં સમયનો તું ભાગાકાર કેમ કરીશ..?

ક્યારેક સામે તારો ભૂતકાળ પણ આવશે જ,
એનોય તું આજમાં હવે સ્વીકાર કેમ કરીશ...?

ભલેને તારા કર્મોમાં પવિત્રતા છે પૂજાઓની,
મનના વિકારોને એમાથી બાકાત કેમ કરીશ..?

આજે તો તું કદાચ ફક્ત મારી જ નથી રહીં ને,
મારી યાદોને હવે તુજમાં આઝાદ કેમ કરીશ..?

સૂકું ભઠ જેવું રણ છે, તારા ને મારા પ્રેમનું હવે,
મૃગજળથી દિલમાં તું હવે ભીનાશ કેમ કરીશ.?

અહાહા અદ્દભુત છે આ મારી જિંદગી પણ હવે,
પરિભાષાઓ પણ હવે શબ્દોમાં તુ કેમ કરીશ..?

~સુલતાન સિંહ 'જીવન'
( 3:31 બપોરે, ૧૯/૧૧/૨૦૧૬ )

# ૨૭૪. સાથ માંગુ છું...

કદાચ એટલેજ ખુશીઓથી હવે દુર ભાગુ છું,
બંદગીમાં પણ ખુદાની બસ તનેજ માંગુ છું,

ક્યારેક તો મારી બધી દુઆઓ થસે મંજુર,
આશાઓ નથી છતાંય કંઇક અનેરું માંગુ છું,

પર્વત, નદીને જંગલની સુંદરતા વિસરાય,
એટલે વાસ્તવિક પણાનું હવે જ્ઞાન માંગુ છું,

'જીવન', મરણ અને સતત ચાલતી જિંદગી,
કદાચ એટલે, માત્ર ખુશીનો સંસાર માંગુ છું,

પૂજાપાઠ, ભજન, કીર્તન, પલેડ્ઝ ને નમાઝ,
એટલે ધર્મનો હું બંધનમુકત પ્રકાર માંગુ છું,

યાદ, પ્રેમ, હૂંફ, લાગણી, ભાવ બધે છે કમી,
એટલે હું વારંવાર, બસ તારો સાથ માંગુ છું,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૩:૪૪ બપોર, ૧૯/૧૧/૨૦૧૬ )

# ૨૭૫. કૃષ્ણ અને આજ

તારી વ્યથાઓનો પણ કૃષ્ણ હવે તો પાર નથી,
દુનિયામાં મતલબ છે, ગીતાનો કોઈ સાર નથી,

કળિયુગ છે અહીં, અને એની અસરો વર્તાય છે,
કોઈ જીજસ, અલ્લા કે ઈશ્વરનો પલટવાર નથી,

તારીજ જરૂર ભલેને વર્તાઈ રહી હોય સંસારને,
હવે તું પણ ક્યાંય વિચારો ના આરપાર નથી,

શીખ બધી કામે લાગી ગઈ છે તારી કરુક્ષેત્રમાં,
બધા જ પ્રવચનો એ હવે અહીં અસરદાર નથી,

ધર્મનું યુદ્ધ જીત્યું તે અર્જુન જેવા મહારથી સાથે,
જ્ઞાનને સમજનાર હવેતો કોઈજ કદરદાન નથી,

પહેલા ભરેલ સભામાં સલાહ આપી શકતો હતો,
કોઈની વાતોમાં બોલવાનો હવે અધિકાર નથી,

સત્ય સાથે લડી લેવું એજ પહેલા ધર્મ ગણાતો,
ધર્મના નામે આજકાલ કર્મ નો કોઈ સાર નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૪૧ રાત્રે, ૨૧/૧૧/૨૦૧૬ )

# ૨૭૬. અનોખો તાલ...

દશા મારી અનોખો લય અનોખો તાલ રાખે છે, *
લાગણીઓ, ભાવનાઓને દુનિયા બેહાલ રાખે છે,

કહ્યા કરતી હતી આ દુનિયા જ મને લડી લેવાનું,
કોઈની નજરે પટકાય છતાં ઉલ્ટા સવાલ રાખે છે,

પવન ભલે પટકાયા કરતો હોય વૃક્ષો પર અફાટ,
જમીને દાટાયેલા મૂળ પણ સુરક્ષાની ઢાલ રાખે છે,

બહાના, વાયદા, વાત ને વિવાદો નથી સમજતી,
છતાંય જોને રીત-રિવાજ દુનિયા કમાલ રાખે છે,

પાપ પુણ્યની મોટી મોટી વાતો કર્યા જ કરવાની,
પાપના પોટલા ઉપાડવા દુનિયા હમાલ રાખે છે,

ક્ષમતા સમાજમાં નથી પ્રેમનો જવાબ આપવાની,
છતાંય આંગળી ઉઠાવવાની જોને મઝાલ રાખે છે

સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૧૩ રાત્રી, ૨૧/૧૧/૨૦૧૬ )

((★ તરહી પ્રકારની રચના જેમાં * પ્રથમ પંક્તિ અમૃત 'ઘાયલ' સાહેબની છે.... ★))

# ૨૭૭. સહારો થઇ ગયો

પહેલા માત્ર એકજ હાથનો ખભો હતો,
દરેક હાથનો હવે તો સહારો થઇ ગયો,

કરોડોની કારમાં ફરનારો વ્યક્તિ પણ,
ઓચિંતા જ હવે તો બિચારો થઇ ગયો,

હર હંમેશ વિકાસના સાથે હતો દેશ તો,
ને જનતાનો પણ સથવારો થઈ ગયો,

જે રૂપિયો અહંકાર જનમાવતો જ રહ્યો,
એનોજ સાથ હવે તો નઠારો થઇ ગયો,

વાહ! અદભુત છે આ ખેલ ખુદાનો પણ,
એકનો દેશ હતો, હવે બધાનો થઇ ગયો,

ભૂખ, તરસથી ઝઝૂમતા રહી લાઈનમાં,
સરકારને પ્રજાનો હવે સહારો થઇ ગયો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૧ રાત્રે, ૨૧/૧૧/૨૦૧૬ )

# ૨૭૮. લાઈનમાં

પહેલા આખી દુનિયાનું લૂંટી ખાતા,
એજ લોકો શોધે હવે બેંકોમાં ખાતા,

જેમને ઓળખાતા પણ નહીં પહેલા,
હવે તો શોધીને લાવ્યા જુના નાતા,

ધકેલી માને પણ આશ્રમે મુકેલ હતી,
એનેજ રાખી લાઈનમાં કહે છે માતા,

દુનિયા પણ મોદીના ગીતો ગાય છે,
ક્યાં પહેલા લોકો ભારતમાંય ગાતા,

પહેલા કેટલા રાજનેતા આવ્યા હતા,
એમના નામ ક્યાં હવે રહ્યા છવાતા,

પહેલા ખુલ્લા માથે કરન્સીમાં ના'તા,
હવે એજ નેતાઓ લઈ ઉભા છે છાતા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૫ રાત્રે, ૨૪/૧૧/૨૦૧૬ )

# ૨૭૯. રસ્તાની રંગતો

રસ્તા પર ચાલતી આ કાર કમાલ છે,
કદાચ ટેક્નોલોજી અંગેની બબાલ છે,

ટોલ ટેક્ષની વસુલતો હતી હાલ સુધી,
હવે જૂની કરન્સી અંગે આ ધમાલ છે,

સ્ટેશનો અને બસોની અહીં દોડમદોડ,
ક્યાંક પેસેંજરો ક્યાંક ભરેલો માલ છે,

વિચિત્ર દોડાદોડ કરતી કિનારે પ્રકૃતિ,
લીલવર્ણી વૃક્ષો, પર્વતો રંગે લાલ છે,

જીવનની ગતિ એટલીજ અવિરત છે,
કેટલીયે મૂંઝવણને મનમાં સવાલ છે,

ક્યારેક લાગે જગમાં માણસ કંગાલ,
અને દોડતી સડકો પણ માલામાલ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૪:૫૮ સાંજે, ૨૩/૧૧/૨૦૧૬ )

# ૨૮૦. કાઈ નથી

મારી પાસે કાઈ નથી,
ગુમાવવા, છુપાવવા,
કે પછી ભૂલી જવા,
યાદો અને વિચારો,
થોડાક શબ્દો સીવાય,
મારી પાસે કાઈ નથી,
ભલે કહેતી રહે છે,
તું મને રોજેરોજ,
બનવાની નથી જ,
હું તારી કદાચ,
તને આપવા માટે,
મારી પાસે કાઈ નથી,
ચંદ્રમા ઉજાશ છે,
હવામાં ગતિ અને,
સૂર્યમાં પ્રકાશ છે,
પણ તારા પ્રેમ સિવાય,
મારી પાસે કાઈ નથી,
એટલે નથી માનતો હું,
તારી બધી વાતો,
જેમાં તને જ ભુલવાનું,
તું કહે છે, જીવનમાં,
બધું જ હશે ભલે,
તારી પાસે,
એક તારા સિવાય,
મારી પાસે કઈ નથી...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૨૯ સવારે, ૨૩/૧૧/૨૦૧૬ )

# ૨૮૧. બાળપણની શેરી

જ્યારે જ્યારે પણ હું,
આવું છું અહીં,
આ માતૃભૂમીની સુગંધમાં
ખોવાઈ જાઉં છું,
એજ આડા અને અવળા,
વેરાયેલા વૃક્ષો,
એની કેડિયે કેડિયે,
પથરાયેલા
ઝાડી અને ઝાંખરા,
અડોઅડ કાંટાળી વાડી,
એની વચ્ચે વચ્ચે,
સહેજ હલચલથી પણ,
ઊડતી ધૂળની ડમરીઓની,
અને એમાં ધૂંધળી થતી,
આ માટેળી શેરીઓ,
મારુ બાળપણ,
મારી નાની નાની,
ભરેલી એ પગલીઓ
જાણે કે જીવંત,
આંખો સામે આવી જાય છે,
મારા જીવનનો એ ખજાનો,
આજ પણ મહામુલો,
અને અનન્ય લાગે છે,
મારી આંખો ફરીથી એ,
બાળપણને શોધે છે,
કદાચ એટલે જ તો,
જ્યારે જ્યારે પણ હું,
આવું છું અહીં,
આ માતૃભૂમીની સુગંધમાં
ખોવાઈ જાઉં છું,

~સુલતાન સિંહ 'જીવન'
( ૭:૦૭ રાત્રે, ૨૩/૧૧/૨૦૧૬ )

# ૨૮૨. તરહી - નઈ ફાવે

તમે મન મુકીને વરસો, ઝાપટું આપણને નઈ ફાવે, **
ખેંચસો તમે જ તમ જાતને, બીજું ખેંચવા નઇ આવે,

જરૂરી નથી ખુદાનું આવવું, વારંવાર આજના સંસારે,
ભલે દુઃખ સુખ હોય જીવનમાં, પણ સતત નઇ સાવે,

કુંફાડા મારીને વારંવાર ડરાવ્યા કેમ કરો દુનિયાથી,
આંખોથી જ મારી નાખજો, દિલમાં કટાર નઈ ફાવે,

ભલે તમે ખીલી. ઉઠો મન મુકીને આ વસંત ઋતુમાં,
મારો પ્રેમ તમને પાનખર બની ક્યારેય નઈ સતાવે,

આખર જાતે જ પોતાના કર્મનો હિસાબ છે કરવાનો,
કોઈ અહીં આપણા કર્મની રસીદો ફાડીને નઈ લાવે,

જીવનની શીખો પણ એક સંસારની મોંઘેરી મૂડી છે,
રોજ આ અસફળતાના કડવા ફળો તમને નઈ ભાવે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૩૦ રાત્રે, ૨૯/૧૧/૨૦૧૬ )

(તરહી પ્રકાર :- પંક્તિ** ખલિલ ધનતેજવીજી ની છે..)

# ૨૮૩. અમસ્તી મસ્તી

સૌંદર્યમાં લીપાયેલી કાયા આજ અમસ્તી જોઈ છે,
તારા યૌવનમાં ઉછળતા ઉભારોની મસ્તી જોઈ છે,

સ્ત્રી દેહના અનુપમ સૌંદર્યની શુ વાત કરું 'જીવન',
સ્તનના સાગરોમાં ડૂબતી કેટલીયે કસ્તિ જોઈ છે,

એવું નથી કે અહીં છે કોઈ રાજાની સંતનત હયાત,
પણ તુજ મોહમાં વસેલી હજારોની વસ્તી જોઈ છે,

તું માત્ર જગમાં કમનીય કાયાની ચરમસીમા નથી,
પણ મળીને તને અનુભવાયું, કે મોટી હસ્તી જોઈ છે,

અહાહા... આ સૌંદર્યના વર્ણનમાં શુ કહી શકું હું હવે,
જાણે અત્યાર સુધી દુનિયા પણ, મેં સસ્તી જોઈ છે,

આંખોમાં તારી લાગણીઓ ને તસતસતી જોઈ છે,
જાણે જવાની સાથે ભેળવાયેલી મેં મસ્તી જોઈ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૦૪ રાત્રે, ૦૨/૧૨/૨૦૧૬ )

# ૨૮૪. રૂપિયાની વ્યથા...

હું તો સદાય કહું જ છું ને આ વાત,
મારી કિંમત કાઈ નથી, કાગળ શિવાય,
સંબંધો અને પ્રેમ કરતા,
વધીને હું તો ક્યારેય હોતી જ નથી,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
ભલે મારા વગર અહીં,
દુનિયામાં ઓછું મળે,
અને મને પામીને કદાચ,
થોડું જાજું મળે,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
મને બદલાવ પૂરતી જ રાખો તો ઠીક છે,
મારે સંબંધોમાં દરાર,
અને પ્રેમમાં કટાર નથી બનવું,
મારે અહીં ભેદભાવની રેખાઓ નથી દોરવી,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
તું ગરીબ છે, અને હું પૈસાદાર છું,
નથી સાંભળવા આવા શબ્દો મારે,
હવે દુઃખ થાય છે મને મારા હોવા પર,
ક્યારેક વિચાર આવે છે, અને થાય,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
કે મને નાબૂદ કરી નાખો,
મારા કારણે જ અહીં માનવના મૂલ્યો,
હણાતા, કપાતા અને રમતે રમતા હોય,
તો કેમ બંધ નથી કરી દેતા,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
મને મારુ આ અકાળ મૃત્યુ ગમશે,
પણ મારા કારણે આ પરમ તત્વ પ્રેમનું,

ભુલાતું અસ્તિત્વ નથી જીરવાતું હવે,
હાશ....
છેલ્લા કેટલાક દિવસથી મને મારા,
અંતિમ સંસ્કાર વિધિનું પણ ગુમાન થાય છે,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
કે મારે બસ પ્રેમ અને સંબંધો સાથે માણસને,
રમતો, ભમતો અને એક બીજાને ગમતો જોવો છે...
આ જીવનનો અંત મને મંજુર છે,
મેં સ્વીકાર્યો છે, હરખ ભેર...
આનંદથી,
હું તો સદાય કહું જ છું ને આ વાત,
મને મારા અકાળ મૃત્યુની નથી પડી,
પણ હવે મારા ખાતર કોઈ ભાઈ ભાઈ નઇ લડે,
પ્રેમનું પુનઃગઠન થશે, સંબંધોમાં નજદીકી વધશે,
હું ખુશ હોઈશ મારી છેલ્લી સવારી પાર,
હું તો સદાય કહું જ છું ને આ વાત,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૨૨ રાત્રે, ૦૨/૧૧/૨૦૧૬ )

# ૨૮૫. દુનિયામાં આવ...

ક્યારેક વિચારોની દુનિયામાં તો આવ,
તારા હોઠ ને કદી મારા હોઠે તો અડાવ,

ભલે ના હોય દિલમાં મારા માટે પ્રેમ,
ક્યારેક લાગણીઓને માથે તો ચડાવ,

હરહંમેશ તુ મારાથી ભલેને દુર જ રહે,
તારી યાદો સાથે મારી યાદોતો લડાવ,

ક્યાં નથી જાણતી, દર્દ કયા છે દિલમાં,
જાણવા છતાં દૂર રહી રહીને ન રડાવ,

એવું નથી કે વેદનાઓ ફક્ત મારી છે,
ભલે પારકો સમજીને ભાગ તો પડાવ,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૬ બપોરે, ૧૧/૧૨/૨૦૧૬ )

# ૨૮૬. સમજવા રોઉં છું...

જો લાગણી નીચોવી આજ ધોઉં છું,
આંસુ નથી, છતાંય આજ હું રોઉં છું,

તારી યાદોના ઝાંઝવા મૃગજળ છે,
રણના મધ્યમાં એટલે જ હું હોઉં છું,

સુરજમાં ક્યાં પ્રકાશ રહ્યો જ છે હવે,
એટલે જ ચાંદનીમાં બેસી હું રોઉં છું,

પાછી વાતો તો આવશે, વિશ્વાસની,
એટલે જ તો અવિશ્વાસમાં હું હોઉં છું,

કહે છે, સમજતા ક્યાં આવડે આંસુ,
કદાચ સમજવા થઈને જ હું રોઉં છું,

નથી રહ્યો સાગરમાં હવે મરજીવો,
હંમેશા નાવડીમાં એટલે હું હોઉં છું,

★ સુલતાન સિંહ 'જીવન' ★
( ૧:૩૭ બપોરે, ૧૨/૧૨/૨૦૧૬ )

# ૨૮૭. વાત કેમ કહું...

ઊગી નીકળેલ દિવસ ને, હું રાત કેમ કહું,
જેમાં તુ જ નથી, એવી તારી વાત કેમ કહું,

જરૂરી તો નથી તારું હોવું મારા જીવનમાં,
સંવેદનો સિવાયની કાવ્યમાં વાત કેમ કહું,

સમુદ્ર આઠ હવે, મારા આંસુના પ્રવાહથી,
લોક ગણતરી મુજબ હું પણ સાત કેમ કહું,

ઊગી નીકળે દિવસ, તારા આવી જવાથી,
માથે ચડેલ સુરજ, એને હવે રાત કેમ કહું,

અત્યારે તારી વાતો જાણે કે બધી ન્યારી,
એને હું તારી બદલાયેલી ઔકાત કેમ કહું,

તારા પ્રેમની વાતો તો જુદી જ છે હંમેશા,
તારી બેવફાઈ ને પણ જુદી ઘાત કેમ કહું,

રણમાં તો નીર વહેતા માત્ર ઝાંઝવાના,
એનેતો હવે હું પણ, પાણીની જાત કેમ કહું,

~સુલતાન સિંહ 'જીવન'
( ૭:30 સાંજે, ૦૬/૧૨/૨૦૧૬ )

# ૨૮૮. પ્રેમ, સબંધ, ભાવ

ફૂલોની ક્યારીમાં સુગંધ રેલાય છે,
મધમધતી પ્રીત પણ સંકેલાય છે,

ક્યારેક તો આવે છે વસંતની બહાર,
જો ને પાનખરમાં પ્રેમ ધકેલાય છે,

દિવસો પણ એ કંઈક નવા હતા ને,
એજ દિવસો ધીરે ધીરે વિસરાય છે,

તું સાથ, અને હાથમાં હાથ તો હતા,
હવે બધાજ સંબંધો પણ ભૂંસાય છે,

અર્જુન સુભદ્રાની વાત નથી કરતો,
દ્રૌપદીનો ત્યાગ ભાવ ઓસરાય છે,

રાધાના પ્રેમની પરીક્ષા કેમ કરો છો,
ગોપીઓ સાથેનો સંબંધ વિલાય છે,

સંકેલાતી રહેતી છે, હર-હંમેશ સૃષ્ટિ,
એમાં માનવતાની હાર સચવાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૦૩ સાંજે, ૧૧/૧૨/૨૦૧૬ )

# ૨૮૯. જીવન તરંગ

ભાઈ હવે પછી અહીં આવનારી સવાર નવાની છે,
અહીંયા કોઈ ઇમારત નથી, બસ પરત હવાની છે,

દુનિયા, સમાજ અને સોસાયટી બધુંજ જિંદગીમાં,
જીવી જાણતા જો શીખો, તો જ જિંદગી મજાની છે,

કેટલાય ગાંડા થઈ ફર્યા કરે છે, યૌવનના જોશમાં,
જવાની તો આજ છે, ને પછી જલ્દી થી જવાની છે,

અહીંયા ધૂળની ડમરીઓ ઊડ્યા કરે છે એવું નથી,
કદાચ ખુદાના પ્રેમની પણ, એક નવી નિશાની છે,

પ્રેમની વાત દુનિયા પણ બહુ શાનથી કર્યા કરે છે,
સમજી શકે દરેક લોકો એમ ક્યાં વાત ગજાની છે,

કોઈ માટે અહીં સ્વર્ગની છે, શેરીઓ જાણે સાક્ષાત,
તો કેટલાય માટે આ તો જાણે સોગાત સજાની છે,

વ્યસ્ત રહેવું દુનિયાદારીના જ ખોટા વ્યવહારોમાં,
ક્યારેક સમય કાઢીને જુઓ આ દુનિયા રજાની છે,

ઊંચનીચ, ભેદભાવ, ધર્મ અને જાતપાતની વ્યથા,
બધી આ સમસ્યા હાથમાં પકડેલી જૂઠી ધજાની છે,

ઊંચીનીચી બધી ઇમારતો કઈ સૃષ્ટિનો સાર નથી,
અહીં કોઈ નથી આકારો સનાતન , પરત હવાની છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૫ રાત્રે, ૧૩/૧૨/૨૦૧૬ )

# ૨૯૦. આ આંખો..

આ આંખો ક્યાં લઇ જાય છે,
જીવનના આ વાળંકોમાં ઉલજેલી,
ખોવાયેલી,
આ દરેક પ્રતીકાત્મક દુનિયા,
અને,
સપનાઓના અસ્તથી લઈને,
છેક સામે વાસ્તવિકતાના ઉદય સુધી,
જ્યાં બધું જ અલગ છે,
એવી દુનિયામાં,
સમજાતું જ નથી,
કે,
આ આંખો આખર ક્યાં લઇ જાય છે,
દિલમાં ઉછળતા અરમાનોથી લઈને,
છેક મનમાં ઉમડતા,
એ દરેક વિચાર સુધી,
જ્યાં પ્રેમ સાવ અલગ છે,
એવી દુનિયામાં,
કે,
જ્યાં,
પ્રેમ પ્રેમ નથી,
એક આભાસ છે,
પ્રેમ હોવાનો,
પણ કેમ પૂછું,
એને,
કે,
આખર,
એ ચહેરાને છોડીને,
મને તું,
હવે નીંદરમાં, આ ક્યાં લઇ જાય છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૩ રાત્રે, ૧૩/૧૨/૨૦૧૬ )

# ૨૯૧. ભલે...

ઇંતજાર છે મને,
કે,
બસ હવે,
એ આવીને કહે,
હું,
રાહ જોઇસ
જયારે એ કહેશે
ભૂલ તારી પણ નથી
અને
મારી પણ,
ચલ ફરી એક વાર
સમાજ
અને
ભૂતકાળ ભૂલીને,
ફરી એક થઈને
જીવી લઈએ,
કેટલું...?
એના જવાબે,
કહું,
જેટલું જીવાય
એટલુ જ
ભલે....

સુલતાન સિંહ " જીવન "
( ૯:૪૧ રાત્રે, ૧૬/૧૨/૨૦૧૬ )

# ૨૯૨. પાર નથી...

રોજનો કારોબાર અને આ કામનો પાર નથી,
ઈશ્વર છે, તો પણ એની કૃપાઓ અપાર નથી,

દીર્ઘાયુ થવાનો આશીર્વાદ તો ભલે આપે છે,
સીમાઓ એની પણ, હવે તો ખુદાની પાર નથી,

છઠ્ઠીના લેખ લખી જો કેવો છુટ્ટો થઇ ગયો છે,
આગળની જવાબદારીમાં એનો આધાર નથી,

પહેલા એણે કહ્યા કર્યું માત્ર સત્યપાલન કરવું,
હવે જણાયું, અહીં સાચાનો પણ સંસાર નથી,

કેવું મિષ્ઠાન જમવા માટેનું જો ને આમંત્રણ છે,
અહીં મેવાઓ તો છે, જમવા માટે કંસાર નથી,

એવું પણ ક્યાં હતું કે મારી આસપાસ ઘણા છે,
તું નથી છતા, લાગણીના જોરે નિરાધાર નથી,

સુલતાન સિંહ " જીવન "
( ૯:૪૧ રાત્રે, ૧૪/૧૨/૨૦૧૬ )

# ૨૯૩. આવી જા...

ભલે નથી આવતી ક્યારેક તો બોલાવી જા,
સાક્ષાત ભલે નથી, સપનામાં તો આવી જા,

સામે પડ્યો છું હૂં અનંત રસ્તાની રેત જેવો,
ઉડે ઠોકર ત્યારે, નજર જરા તો નમાવી જા,

પાંપણો આછી ઝાકળની જેમ હું ભીંજવીશ,
તું બુંદોને આંગળીના ટેરવા તો અડાવી જા,

ભલે પછી તું રિસાઈ જાય સાવ ઓચિંતા જ,
એક વાર તો માથું હકારમાં પણ હલાવી જા,

ભલે નથી બનાવી શકતી તુ પ્રેમના મહેલો,
નાનકડી ઝૂંપડી તો સ્નેહની પણ બનાવી જા,

પ્રેમની વાતો કરીને નથી કોઈને બતાવવી,
ઝાકળ પ્રેમના ફૂલોમાં તો થોડુંક છંટાવી જા,

આશા નથી કે સુસવાટા સાથે વરસી જઈશ,
થોડીક ભીનાશ આ હોઠો પાર તો લાવી જા,

ભલે નથી આવતી ક્યારેક તો બોલાવી જા,
સાક્ષાત ભલે નથી, સપનામાં તો આવી જા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૫ રાત્રે, ૧૬/૧૨/૨૦૧૬ )

# ૨૯૪. પ્રેમ થઈ ગયો...

તારા દરેક ઘાવ હું હસતા ચહેરે જ સહી ગયો,
તારી દુનિયામાં તું રહીને હું એકલો થઈ ગયો,

અચાનક જ આમ મને જોઇ તારી નજર ઝુકી,
દિલના ઊંડાણે પ્રેમનો જાણે એકરાર થઈ ગયો,

પહેલા હતો હું મારા એકાંતમાં જ તો એકલો,
નીરાધાર એકલો લાખોની ભીડમાં થઈ ગયો,

ઘાવ તું કરતી રહીં હતી શબ્દોના તિરથી તો,
ઓચિંતા મૌનથી પણ હવે બેહાલ થઈ ગયો,

આમ સાવ રિસાઈ ચાલી ગઇ મારા પાસેથી,
ધારવિહીન હતો, અને હું ધારદાર થઈ ગયો,

કેટલી લાગણીઓ વીહીનતા છે ને સંબંધોમાં,
કેટલાય પ્રકારોમાં ઢળી એક આકાર થઇ ગયો,

તારા પ્રેમના આ પ્રતાપ હશે લાગે છે કદાચ,
ચપ્પુ જ હતો ઘરની, ખૂની હવે કટાર થઇ ગયો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૦૦, ૨ નવેમ્બર ૨૦૧૬ )

# ૨૯૫. રસ્તાની કીનારીયે

કદાચ એજ દી,
સમજાયું હતું,
દર્દોનું તથ્ય મને,
જ્યારે,
ઓચિંતા જ,
રસ્તે ચાલતા ચાલતા,
રસ્તાની કિનારીયે,
બેઠેલી તડપતી,
મેં વેદના જોઈ હતી,
થોડીક ભીની આંખો હતી,
એમાં,
તરફડતી ઝંખના,
ભૂખ,
જરૂરિયાત,
અને એ દરેક લાગણીઓમાં,
ડૂબેલી આંખોમાં,
ઉભરાતી,
મેં સંવેદના જોઈ હતી,
વિકસિત થતો દેશ અને રાજ્ય,
સુધારાના વાયદા,
જુઠ્ઠા વચનો,
અને રોટી, કપડા, મકાન,
પૂર્તિ માટેની હુંકાર,
કદાચ,
ત્યારે જ,
આ કિનારીયે,
કિનારીયે બેઠેલી,
સુતેલી અને જીવંત,



આંખોમાં,
અસંતોષની છલકાતી,
મેં લાગણી જોઈ હતી,

~ સુલતાન સિંહ 'જીવન:
( ૧:૩૩ બપોરે, ૨૦/૧૨/૨૦૧૬ )

# ૨૯૬. ધર્મ અને માનવતા

ભગવી ધજાઓ પણ ઉછાળીને જોઈ છે,
મંદિરની રજાઓ મેં નિભાવીને જોઈ છે,

ક્યાંય નથી ભગવાન, અલ્લા, જિજસ,
પ્રતિમાઓ ધ્યાનથી નિહાળીને જોઈ છે,

મૃગજળ જેવા છે માન્યતાઓના પાણી,
કેટલીયે ચુસકીઓ મેં લગાવીને જોઈ છે,

અંધ જાતિવાદ અને ધર્મવાદના નામે,
મૂર્ખ પ્રજાને સામસામી કપાતી જોઈ છે,

એવું નથી દુઃખી માત્ર પ્રજા જ થાય છે,
એકાંતમાં માનવતા શરમાતી જોઈ છે,

મંદિરોમાં ફરી આમતો અસ્થાની વાત,
પ્રેમમાં પ્રજાની શ્રદ્ધા વખોડાતી જોઈ છે,

સમજાતી નથી ધર્મની આ ચોપડીઓ,
માણસાઈને પણ મેં તો છુપાતી જોઈ છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૭ બપોરે, ૨૬ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૨૯૭. કોઈક દિવસ...

કોઈક દિવસ એવો પણ આવશે,
જ્યારે એની પણ કિંમત સમજાશે,

નથી એ કોઈ પથ્થરનો ઢગલો,
જાણે વેરાયેલો વિરાન બંગલો,

જાડી ઝાંખરા તો જામ્યા છે જાણે,
વેરાયેલા પડ્યા છે અહીં જંગલો,

કોઈક દિવસ એવો પણ આવશે,
જ્યારે એની પણ કિંમત સમજાશે,

પડ્યા છે અહીં કચરાના ઢગલા,
જાણે પ્લાસ્ટિકના જુઠ્ઠા બગલા,

એવી પરિસ્થિતિમાં થઇ વેરાન,
જાણે રહ્યા જ નથી કોઈ સગલા,

કોઈક દિવસ એવો પણ આવશે,
જ્યારે એની પણ કિંમત સમજાશે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૭ બપોરે, ૨૬ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૨૯૮. એક વાત

ઘણા દિવસોથી એક વાત છે,
દિલમાં વારંવાર આવે છે,
ક્યારેક થાય કે હવે તો,
કહી જ દઉં તને,
દિલની દરેક વાતો,
જે કાંઈ પણ છે,
મનમાં ઉછળતું રહેતું,
મૃગજળ સમી લાગણીઓ,
અમસ્તી તો નથી ને,
તારા પ્રત્યે પ્રેમ છે,
અથવા,
એવું ન પણ બને,
કદાચ,
પણ તને જોઈને એક,
અનેરો આનંદ થાય છે,
મનમાં ઉછળતી સંવેદનાને,
જાણે દિશા મળે છે,
ચાહતા હોવાનો અહલાદક,
અહેસાસ,
ઉનાળામાં એ મોઢે છંટાતા,
ઓસ બુંદો જેવો આહલાદક,
માદક પવનની લહેર,
જાણે કે વિશાળ શુષ્ક રણમાં,
એરકન્ડિશન જેવો અહેસાસ,
એ લાગણીઓ,
ક્યારેક પ્રેમ જેવી લાગે છે,
આ બધું તારા માટે,

તને જોઈને,
ઉદ્ભવતું મોહજાળ છે,
કદાચ હા,
આ પ્રેમ છે...?
પણ કોને...
તને...? કે તારા પ્રત્યેના મને...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૬ રાત્રે, ૨૮ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૨૯૯. અજ્ઞાનની વાત છે...

તારા મારા અને ધર્મની વાત છે,
અહીં ક્યાં ભલા કર્મની વાત છે,

ઈશ્વર, અલ્લાહ અને જીજસને,
ધર્મ તો રંગ ને ધજાની વાત છે,

સ્વર્ગ કે નર્ક જેવું કંઈ નથી હોતું,
બસ મળતી આ સજાની વાત છે,

હિંદુ, મુસ્લિમ, શીખ કે ઈસાઈ,
માત્ર બધી અજ્ઞાનની વાત છે,

મંદિર, મજાર, ચર્ચ ક્યાં જુદા,
પાણાઓના ગોઠવણની વાત છે,

લીલો, ભગવો ભલે રંગબેરંગી,
પ્રજા નહીં આતો ધજાની વાત છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૦ રાત્રે, ૨૮ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૩૦૦. આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

પ્રેમની વ્યાખ્યા શુ...?
અધૂરી તમન્નાઓનો સરવાળો,
કે,
વ્યથાઓની બાદબાકીનો
અધૂરો છૂટેલો દાખલો,
અથવા,
એક કપમાં પીધેલ કોફી,
અને,
એક જ સ્ટ્રો દ્વારા,
બંને બાજુથી,
ખેંચાયેલ ડ્રીંક,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શુ...?

મૂળ તો,
વફાઓની ગણતરીઓ જ ને,
કે પછી,
બેવફાઈ અંગેની ધારણાઓ,
અને વિભાવનાઓ,
અસ્વીકારની ઈચ્છાઓ,
કે પછી,
માત્ર,
સ્વીકારના પંથે દોડતો પથ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શુ...?

બાળપણમાં,
આંગળી પકડીને નાની નાની,
પગલીઓ ભરતી વખતે,
અપાયેલી,

આંગળીઓનો સહારો,
કે પછી,
રો-કકળાટ કરતા નાનપણમાં,
માંના ખોળામાં લાપતા,
થયેલ એ,
બાળકનો આનંદ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

પતરી દ્વારા કરાયેલા ચીરા,
કે સળગતી સિગાર દ્વારા,
દીધેલા ડામ,
કે પછી,
ક્યારેક ટેટુમા કોતરેલું,
મરોડદાર વિદેશી અક્ષરે,
લખાયેલું એનું નામ,
જરૂરી નથી ને...?
જણાવવું,
છતાં હાથમાં હાથ રાખી,
કહેવું,
હું તને ચાહું છું,
કદાચ મારાથી પણ વધુ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

ઓનલાઈન હોય જ નહીં,
તેમ છતાંય,
એના પ્રોફાઇલને,
વારંવાર કારણ વગર,
જોતું જ રહેવું,
કે,
જુના મેસેજ વાંચવા,
અને,

બ્લોક હોવા છતાં,
એના જ મેસેજની રાહ,
જોયા કરવી,
ક્યારેક તો એને ઓનલાઈન,
જોઈને,
પરમાનંદની પ્રાપ્તિ,
જેવો અહેસાસ..
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

કદાચ સહેજ અમથી જ,
પડી જતા આવેલી ખરોચ,
અને,
આંખોમાં આંસુઓ,
અને... એ ઘાવ પર,
બાજેલું ટીંપૂ લોઈ,
કે પછી,
એ જરીક વેદનાને,
ખાળવા બેબાકળો બનીને,
દરેક દવાખાને,
પાગલોની જેમ જ,
ડોક્ટરોને સાજા કરવાની,
વિનંતી કરતો જીવ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

એક જ ચોકલેટ,
અને બન્ને કિનારે ભરાયેલ,
બાઇટ્સ,
કે,
અડધા કટકા માટેની,
ફાઇટ્સ,
અથવા,

કોઈ પ્રકારના વિવાદ,
વગર સહમતી હોય આપવાની,
એક બીજાને,
રાઇટ્સ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

હાથની અનામિકા આંગળીમાં,
પરોવાયેલી અને,
હૃદય સુધી પથરાયેલી નસમાં,
પહેરાવેલી,
એ સોનેરી કોતરાયેલી,
મોંઘી વીંટી,
કે પછી,
બહેન દ્વારા ક્લાઈ પર,
રક્ષા માટે બંધાયેલી,
સાવ અમસ્થા ધાગા,
વડે બનાવેલી,
પ્રેમની એ રક્ષા પોટલી,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

ક્યારેક સાવ,
ઓચિંતા આવીને કોઈકે,
ગાલ કે હોઠના,
શુષ્ક ટેરવા પર,
કરેલું ચુંબન,
કે પછી,
માથાની ભ્રૂકુટી પર,
વાત્સલ્યનું મુકાતું એ,
માતાએ કરેલું,
સ્નેહ નીતરતું,
ચુંબન,

આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

મારે તારી સાથે વાત જ,
નથી કરવી ક્યારેય,
એવા,
અમસ્થા અને,
ક્યારેક ગુસ્સામાં,
કહેવાયેલા શબ્દો,
ને... પછી...
સામે પડી કરેલા કોલમાં,
બોલતા શબ્દો,
મને માફ કરજે ને,
વધુ જ બોલી જવાયું,
હશે.... સોરી...
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

કોઈની આંખોમાં જોઈને,
એના દિલના ભાવો,
સમજવા,
કે પછી,
એના હાથને પોતાના,
હાથમાં લઈને,
ધીરેથી કહેવું,
હું છું જ તારી સાથે,
દરેક પળે આ જીવનમાં,
તારી ખુશીમાં પછી,
અને દુઃખમાં પહેલા,
પણ,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

સાવ ઓચિંતા જ,

વણઉકેલાયેલા સૃષ્ટિના,
રહસ્યની જેમ જ,
અજાણ પણે,
કોઈકના દિલમાં ધડકતું,
થઇ જવું,
અને પછી એકે એક,
ધબકમાં ગુંજી ઉઠવું,
અને,
એના સાનિધ્ય માટે,
મુંજાવું, ઉદાસ થવું,
અને યાદોમાં ખોવાઈ જવું,
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

ન સમજાતી,
છતાં અનુભવાતી,
લાગણીઓ,
ભાવનાઓ,
અને સંવેદનોની,
આ ઉછળકુદનો સરવાળો,
એટલે પ્રેમ,
મારા માટે પણ આ સંસાર,
અને દુનિયા માટે તો,
અકબંધ છે ને આ પ્રશ્ન તો...
કે...
આખર આ પ્રેમની વ્યાખ્યા છે શું...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૮ રાત્રે, ૨૯ ડિસેમ્બર ૨૦૧૬ )

# -: About Author :-



નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી

મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com

સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)